# રેવાધરકૃત



મેહેમદાવાદમાં વાત્રક નદીના કીનારા ઉપર ગંગનાથ
મહાદેવના સ્થાનકમાં મહાત્મીસ્વામી સીતારામદાસ-
જીએ રણછોડજીનું સ્થાપન કર્યું તેનું આખ્યાન
મેહેમદાવાદના દેશાઈ છોટાલાલ હરકીસનદાસે
ભકતી ભાવથી છપાવી પ્રસિદ્ધ કર્યું.



નડીયાદ

સત્યસાગર પ્રેસમાં છાપ્યું.



સંવત ૧૯૩૯—સને ૧૮૮૨

કિંમત રૂ૦-૧-૦

# ચંદ્રાવળાછંદ.



શીશ નમાવું સારદા, ધરૂ ગુરૂ પદ પંકજ ધ્યાન
આરાધુ ઈષ્ટ દેવને, કહુ રણછોડજી આખ્યાન
રણછોડજીનું કહું આખ્યાન, પ્રીતે પધાર્યા શ્રી ભગવાન
મહા કૃપા મહાત્માપર કરી, ભકતાધીન મે ભાળ્યા હરી જય. ૧
મહમુદશાહે શેહેર વસાવ્યું, મેહેમદાવાદ છે નામ
ઉત્તરમાં નદી વેત્રવતી તે, મુકતી કેરૂં ઠામ
મુકતી કેરૂં નિહાળી ઠામ, આવી રહ્યા રૂષિ ગંગજ નામ
તેમણે કીધું તપ અપાર, પ્રસન થયા ત્યાં શ્રી ત્રિપુરાર જય૦ ૨
દર્શન શંકરે આપીયું, રૂષિ ગંગને તેણીવાર
ગદગદ કંઠ થયા રૂષિ, હર્ષ અશ્રુની ચાલી ધાર
અશ્રુની ધારાને પુલકીત દેહ, એવા દીઠા મહાદેવે તેહ
માગ્ય માગ્ય વર આપું સહી, તુજ સમો બીજો ભકતજ નહી.
જયજય શ્રી રણછોડ. ૩
રૂષિ કહે રહો નાથજી, આ ઠામ કરી વીશ્રામ
નિત્યે દર્શન હું કરૂં, રહે અવિચળ મારૂં નામ
નામ અવીચળ કરવા સાથ, આપ ધરો નામ શ્રી ગંગનાથ
મુકતી દાતા બોલ્યા ઈશ, તથાસ્તુ કહીકર મુકયો શીશ. જય. ૪
વળતી શંકર બોલીયા, સુણ ભકત કહું નીરવાણ
વેત્રવતી વડું તીર્થ છે, તે તું સત્ય કરીને જાણ
સત્ય કરી જાણજે તું ચીત, જે નર ચાહે પોતાનું હીત
તે વાત્રકમાં સ્નાનજ કરે, અધ પ્રાણી ભવસાગર તરે. જય જય. ૫
હું ઈચ્છું એના તીરને, મેં અનેક કીધાં ઠામ
ઉટકંઠ જયાબાલીશ્વરને ભ્રગુ પરાશર નામ
તેમજ આ ઠામે ગંગનાથ, નામ ધરાવી રહુ તુંજ સાથ
આગળ અહીં આવશે ભગવાન ભકત મહાત્મા ધરશે ધ્યાન. જય. ૬
શંકર સ્થાન કરી રહ્યા, પછી વીતી ગયાં બહુ વર્ષ

પુરજન સહુ દર્શન કરે, ધરે મનમાં ઘણેરો હર્ષ
હર્ષ ઘણો જન મન નવ માય, વેત્રવતી તીરથમાં ન્હાય
ગંગનાથનું દર્શન કરે, પાપ ભવોભવનાં પરહરે જયજય શ્રી૦.૭
એક દીવશ ત્યાં આવીયા શ્રી સ્વામી સાતારામદાસ ,
તીર્થ કર્યા નાના વીધનાં કૌપીન કમંડળ પાસ
પાસ કૌપીન કમંડળ હાથ, અવર માયા નવ દીસે સાથ
જટા મુકુટ મસ્તકપર ધર્યો આવી અહીં વીશ્રામજ કર્યો, જય ૮
ઉગ્ર રૂડું તપ આચર્યું સાધ્યા જેણે અષ્ટાંગ યોગ
પુનરપિ જન્મ મળે નહી એવો માંડયો ઘણો ઉદ્યોગ
એવો ઘણો ઉદ્યોગજ કરી આરાધ્યા અંતરમાં હરી
પ્રત્યક્ષ રૂપનું દર્શન થયું માયીક ભાવતિમિર સૌ ગયું. જય. ૯
પ્રભુ કહે માગો પ્રેમથી દઉ મનવાંછિત વરદાન
વશ કીધો મને વિશ્વમાં મારૂ બહુ બહુ ધરીને ધ્યાન
બહુ ધર્યું છે ધ્યાનજ આજ શું આપું એવું ભકત રાજ
ભકત ઉપર બહુ પ્રશનજ થઉ ત્યારે હુંતો તેની પાસે રહું. જય૧૦
એજ ઈચ્છા છે માહરી સ્વામિ, બોલ્યા સિતારામદાસ
અંતઃકરણમાં આપ છો, તેવા પ્રતિમા રૂપે પાસ
પ્રતિમા રૂપ રહો અહીં હરી, પુનિત થાય જન દર્શન કરી
કરૂ પ્રતિષ્ટા રૂડી પેર, હોય પ્રભુ જો તમારી મેહેર. જય. ૧૧
કરી પ્રભુએ પ્રેરણા, મહાત્મ ઉઠયા મધરાત
તતક્ષણ તૈયારી કરી ઝાલી ડુંગરપરની વાટ
ડુંગરપુર પ્હોચ્યા થોડે દીન વૃદ્ધ શરીર તોએ નહીં ખીન
ખીન થવા કેમ દે દીનાનાથ, દુઃખી થવું પડે ભકતની સાથ.
જયજય શ્રી રણછોડ ૧૨
વિઘ્ન પડે વરસાદથી, પ્રતિમા કરતાં એવી રીત
એક માસ ઘન ખાળીયો, નિજ ભકતનું જાણીને હીત
હીત જાણી કીધું બીજું કાજ, રાજાને આજ્ઞા કીધી મહારાજ
ભકત મારા નવ ખોટી થાય, તેમ ઉતાવળો દે પ્રતીઆય. જય.૧૩
મહારાવળ શ્રી ઉદયસિંહ છે રાજા ગુણ વરીષ્ટ
રાજ કરે રૂડી રીતથી, હે વિષ્ણુ જેના ઈષ્ટ

ઇષ્ટદેવનું પુજન કરે, રાજ ધર્મ માર્ગે આચરે
સંત સાધુ બ્રાહ્મણપર પ્રીત, એ થકી જાણે પોતાનું હીત.જય૧૪
રાજાએ ચરણ નમી કહ્યું શી આજ્ઞા મહાત્મા જન
ભલે પધાર્યા નાથજી, આજ કીધો મને પાવન
પાવન કીધું ઘરને ગામ, ગરૂડ સહિત લઇ જાવ ઘનશ્યામ
બીજું કારજ હોય તે કહો મન માને તેટલા દીન રહો.જય.૧૫
પ્રતિમા લીધી પ્રીતથી, નરસિંહ ગરૂડની સાથ
એહેમદાવાદ પધારીઆ, જેને વ્હાલા ત્રિલોકી નાથ
ત્રિલોકનાથનું ધરતા ધ્યાન જેને નથી માન કે અપમાન
રાય રંકપર સરખી પ્રીત સમદરશી ચાહે સૌનું હીત. જય. ૧૬
પ્રજા આવી પુરની સઉ દંડવત કરે ધરી હેત
કુશળ પુછીને સૌ કહે પધાર્યા ભલે પ્રભુ સમેત
ભલે પધાર્યા કરૂણા કરી શુભ મહુરત જોઇ સ્થાપો હરી
જોશીને બોલાવ્યા ત્યાંહી આશ્રમ શ્રીગંગનાથનો જ્યાંહી.જય.૧૭
શ્રાવણ કૃષ્ણા અષ્ટમી અને વાર રૂડેરો બુધ
કૃષ્ણ જન્મા અષ્ટમીને દિને તે તો મહુરત આવ્યું શુદ્ધ
મૂહુર્ત સાંભળી હરખ્યા જન સૌ બોલ્યા મુખથી ધન્ય ધન્ય
સામગ્રી સૌ કરે તયાર જેને વહાલા વિશ્વાધાર જય. ૧૮
તીર્થનાં જળ મંગાવીયાં સામગ્રી કરી તૈયાર
વાટ જુવે અષ્ટમી તણી સૌ જન મન હરખ અપાર
હરખ ભર્યા સૌ કરતા કામ પ્રભુ પધારે છે આ ઠામ
ગીત વાજીત્રના ઘોષજ થાય ભાવિક ભકત મંગળ સૌ ગાય.જય.૧૯
સાતમ દીન સોહામણો સંસ્કાર કર્યા ધરી પ્રીત
વરૂણ કર્યું વિપ્રો તણું વિધી પૂર્વક વેદની રીત]
વેદની રીતે કર્યા સંસ્કાર તરીઆ તોરણ બાંધ્યાં દ્વાર
સંત કરે શંખ નાદ અપાર વિપ્રો વેદના નાદ ઉચ્ચાર જયજય૫૦ ૨૦
અષ્ટમીનો દીન આવીયો ઊપન્યો સૌને મન હર્ષ
તે લખતાં ન લખી શકું હું કુરૂં કોટી વર્ષ
કોટી વર્ષે નવ વર્ણવ્યું જાય શેષે સહસ્ત્ર મુખે ન ગવાય
તોપણ અલ્પ મતિથી કહું સ્નેહસહિત સાંભળજો સહુ.જય.૨૧

ઢોલ દદામાને ભુંગળો ભેરી નાદ ઘણેરા થાય
શંખ શ્રંગીને શરણાઈયો તુરીને વળી વીણા વાય
વીણા વાંસળી ઘંટ ઘડિયાળ કાંસી મૃદંગને ઢોલકતાળ
ઝાંઝ પખાજ તંબુર સતાર વાજાં વાગે અપરમપાર. જય. ૨૨
સ્થાપન કીધું શ્રી યંત્રનું પછી પધરાવ્યા રણછોડ
જય જય શબ્દ ઉભે જપે જન પહોચ્યા સૌના કોડ
પૂર્ણ કીધો પ્રભુએ અભિલાશ સમિપ ઉભા સીતારામદાસ
મુરતી નિહાળે નીરાજન કરી કેવે સ્વરૂપે દીઠા શ્રીહરી.જય.૨૩
ચરણ કમળ સોહામણા મહા યોગી ધરે જેનું ધ્યાન
લક્ષ્મી એતી લાલચે કર શેવા તજી અભિમાન
એ પાદોદક શિવ શિર ધરે ત્રેણ લોકને પાવન કરે
અંકુશ ધ્વજનાં ચિન્હ સહિત ચરણ નિહાળે આણી પ્રીત.જય.૨૪
પીળું પિતાંબર પેહેરીયું, કટી મેખળા રત્ન જડીત
મુરતી ચતુર્ભુજ રાજતી તે આયુધ સર્વ સહિત
શંખ ચક્ર ગદ પદમાયુધ આકર્ણ નયન બે શોભે શુદ્ધ
શ્રીવચ્છ લાંછન હૃદએ રહ્યું એ રૂપ પૂરણ ન જાએ કહ્યું.જય.૨૫
મસ્તક મુકુટ સોહામણો દિસે ભ્રકુટી ધનૂષાકાર
કર્ણ કુંડળ મકરાકૃતી રૂડું શોભે છે ભાળ વિશાળ
ભાળ વિશાળને કૌસ્તુભ મણી બીજી માળાઓ મનોહર બણી
કર્પુર વૈજયંતી વનમાળ કેસર કસ્તુરી ચંદન ભાળ. જય. ૨૬
અરઘ અત્તર નાના વિધનાં તેનો થાય ઘણોક સુવાસ
પુષ્પ પારી જાતકનાં પીમળે મન થાય ઉલ્લાસ
ઉલ્લાસ પામ્યું મહાત્માનું મન; હર્ષનાં બિંદુ છુટયાં લોચન;
સ્તુતી કરે બે જોડી હાથ, ભલે પધાર્યા વૈકુંઠનાથ. જય. ૨૭
ભકત વચ્છળ ભગવાન છો મ્હારા પ્હોચ્યા મનના કોડ;
ત્રેણ રૂણોથી છોડવા આપે નામ ધર્યું રણછોડ. |
રણછોડ નામ રૂડેરૂં ધર્યું, ભકત જનોનું સંકટ હર્યું
અક્રુર વિદુર અને અંબરીશ તેમને મુકતી આપી, ઈશ. જય.૨૮
ઉદ્ધવજીને આપીયું નીજ ભકત જાણીને જ્ઞાન ,
સુધન્વા ઉગારીયો આપ્યું ધ્રુવને અવિચળ સ્થાન

શુદામાને આપ્યું સર્વ, ઇંદ્ર તણો ઉતાર્યો ગર્વ
દ્રુપદીની રાખી તમે લાજ, ગ્રાહથી છોડાવ્યો ગજરાજ. જય.૨૯
નામ દેવને તુકારામ થયા ભકત તે આધુનીક
કળિયુગમાં કરૂણા કરી, નરસિંહને માન્યો અધીક
નરસિંહ મેહેતાને મીરાંબાઈ, તે રીઝયાં તારા ગુણ ગાઇ
બોડાણાપર કરૂણા કરી ડાકોર આપ પધાર્યા હરી. જય. ૩૦
આજ આશ્રમ પાવન કર્યો, મુજ રંકશું આણી પ્રીત
સ્થીર થઇ અહીંઆં વશ્યા, ભકત જનનું કરવા હીત
ભકત જનોનું કરવા હીત, લીધા તમે અવતાર અમીત
એવા છો પ્રભુ દીન દયાળ, સેવકની રાખો સંભાળ. જય. ૩૧
પ્રહ્લાદજીને કારણે, લીધું નરહરી રૂપ અનુપ.
પ્રગટ થયા પોતે થંભથી, માર્યો હિરણાકશિયુ ભુપ
હિરણ્યાક્ષને માર્યો નાથ, વરાહ રૂપ ધર્યું સાક્ષાત
મચ્છ થઈ થઇ શંખાસુર હણ્યો, વામન થઈને બળિને છળ્યો.
જયજય શ્રી રણછોડ ૩૨
કચ્છપ બનીયા કારમા ધર્યો મંદરાચળનો ભાર
મોહની રૂપ રૂડું ધરી દૈત્યોને મરાવ્યો માર
માર થકી ઉગાર્યા દેવ ભકતનુ રક્ષણ કરવાની ટેવ
આયુર્વેદતો પ્રકટજ કર્યો ધન્વંતરી અવતારજ ધર્યો. જય. ૩૩
દશમુખ રણમાં રોળીયો ત્રૈલોક કુશળને કામ
સમુદ્ર સેતુ બાંધીયો, પ્રભુ થયા દાશરથી રામ
પરશુરામ થઇ એકવીવાર નક્ષત્રી ભુ કરિ નીરધાર
વ્યાસ થઇને વેંહેંચ્યા વેદ કોઈ ન જાણે તમારો ભેદ. જય. ૩૪
કોટીક જન્મે કર્મેછે. પ્રભુ વર્ણાવ્યાં તે નવ જાય
શેષ અશેષ ન કહી શકે, બ્રહ્માથી નવ કહેવાય.
બ્રહ્માદીક ન જાણે ભેદ નેતી નેતી ઉચ્ચારે વેદ
મહા વાકય સીદ્ધાંતે કરી સચરાચર વ્યાપક છો હરી, જય.૩૫
સ્તુતિ કરતાં આનંદનાં અશ્રુની ચાલી ધાર
ગદગદ કંઠ થયા, પછી મુખથી નવ થાય ઉચ્ચાર
મુખથી થાય નહીં ઉચ્ચાર પુલકીત દેહ થયો તેણીવાર

.છી કર્યો સાષ્ટાંગ પ્રણામ જયજય જન બોલ્યા તમામ. જય. ૩૬
અષ્ટમી આનંદમાં ગઈ ને દિવસ કર્યો ઉપવાસ
રાત્રે બ્રાહ્મણ નોતર્યા જમાડવા પ્રાતસકાળ
એ રીતે હરિ કરૂણા થકી કલ્પિત કામ થયું સૌ નકી
ગરૂડ સહિત બેસાડયા રણછોડ નરસિંહજી પધરાવ્યા જોડ.
જય જય શ્રી રણછોડ ૩૭
રણછોડજી પધરાવીયા મહાત્માએ આણી પ્રીત
સ્વાર્થ નથી કાંઇ આદર્યો સૌ જનનું ધારી હીત
હિત વિચાર્યું ચિતમાં એક પુછવા આવે છે લોક અનેક
કેવે રૂપે ભજીએ હરી તેને દેખાડવા પ્રત્યક્ષ કરી. જય. ૩૮
સંવત ઓગણીસેં સાડત્રીશ વિક્રમ કેરૂ વર્ષ
શ્રાવણ કૃષ્ણા અષ્ટમી બુધવારે ઉપન્યો હર્ષ
હર્ષ થયો પધાર્યો રણછોડ ભકત નામના પુર્યા કોડ
તે સમયે આ ભેઠ મેં ધરી સંતોષા કાલાવાલા કરી. જય. ૩૯
એહેમદાવાદમાં હું રહું ભટ અટક ટોળકદ્ધીજ જ્ઞાત
વંશીધરના વંશમાં મોરલીધર ભટ પ્રખ્યાત
તેમના પુત્ર સયાધર નામ તે તો છે મુજ તીજને ઠામ
તેમણે નાન રેવાધર ધર્યું ગુરૂ કૃપાએ આ આખ્યાન કર્યું. જય. ૪૦
માત્ર મેળ આ છંદ છે ચંદ્રાવળા એકતાળીશ
સુજ્ઞ સુધારીને વાંચજો કવિજન નવ કરશો રીષ
રીષ કરી નવ દેશો દોષ ભગવંતને કરવા સંતોષ
એ મિષે કોઈ હરિગુણ ગાય તો તેનું નીર્મળ મન થાય. જય ૪૧

## छंद भुजंगप्रयात.

तपस्तेजसारोचमानंप्रसन्नं जटामूकुटंकंजपत्रायताक्षं ॥
शरच्चंद्रतुल्याननंज्ञानपुंजं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ १ ॥
सदाबृह्महृद्स्नातकंमुक्तमायं धृताष्टांगयोगंगुरूंतापसानां ॥
कृपालुशुचीविग्रहंदीर्घबाहुं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ २ ॥
स्वभक्तार्तिहंतारमद्वैतबोधं स्वशिष्यैर्वतंस्तोत्रपाठाननाब्जं ॥

भवांभोधिपोतंबरिष्टंक्षमार्द्रं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ३
कृपापूर्णनेत्रंकृपानोःसमानं वृतैःकार्षितांगंवितृष्णंतपस्वि ॥
विनिर्जित्यकामादिकान्मोदमानं सितारामदासंगुरूंनौमिनित्यं॥४
समुत्थायत्राह्मेमुहुर्तेसुभेवै नजागर्तिकोनागरोयत्रकाले ॥
ततोवेत्रवत्यातटेगम्यमानं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ५ ॥
ततोयोगमार्गसमाश्रित्यकृत्वा शुचीविग्रहंतोयमध्येचास्थित्वा ॥
वहीरंतरंशुद्धिसम्यग्विधाय सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ६ ॥
मुखेस्तोत्रपाठंहृदिब्रह्मध्यानं भुजदक्षिणेवारिपात्रंविशालं ॥
शुचीकौपिनंवस्त्रखंडंदधानं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ७ ॥
गुहायांप्रवीश्याथकृत्वासनंवै निमिल्यायताक्षंसमाधिस्थदेहं
सदानंदकोपेरमंतंसुशीलं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ८ ॥
प्रदोशेसदागंगनाथालयेच स्वशिष्यैर्वृतंग्राम्यदक्षैर्जनैश्च ॥
निबोधंतिनयोगवासिष्टसारं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ ९ ॥
यथापंचवट्यांस्थितंरामचंद्रं शुकंवाकुमारंयथावाल्मिकंच ॥
तथादर्शनार्थंजनोमन्यतेयं सितारामदासंगुरूंनौमिनित्यं ॥ १० ॥
भवाब्धौत्रितापैःप्रतप्तोहमास्मि सुशांत्यैसमायाततेपादमूलं ॥
कृपांदेहिरेवाधराख्यंनतंमां त्रिभिर्भ्रातृभिर्दंडवत्त्वांनतास्मि॥११

